# ધબડક ધબાક

લેખક :

જીવરામ જોષી



ગાંડીવ સાહિત્ય મંદિર

શાખા :
૧૧૭, પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ ૨

કાર્યાલય :
હવાડિયો ચકલો,
સુરત

શાખા (દુકાન) :
લાલગેટ, ચૌટાપુલ,
સુરત

પ્રકાશક :
**વનરાજ ન. માલવી**
ગાંડીવ સાહિત્ય મંદિર વતી-
૧૧૭, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ-૨

મુદ્રક :
**ધ્રુવકુમાર ન. માલવી**
ગાંડીવ મુદ્રણાલય
હવાડિયો ચકલો, સૂરત







: સુન્નિ :

એ નવા ગામના લોકોની ભાષા તદ્દન જુદી હતી: જેકાની બોલી તેઓ કોઇ સમજતા નહોતા, તેથી બધા જવાબ દેતાં કહેતા : "સુન્નિ" મતલબ કે "નહિ સમજાયું." પણ જેકાને પણ શું સમજાય? એટલે એ બિચારો બધે 'સુન્નિ' 'સુન્નિ' સાંભળીને ભાગી ગયો.

સંવત ૨૦૧૦
સને ૧૯૫૪
બાર આના

# સબડક સબાક !

એક હતા ગબા પંડિત. મૂળ નામ ગવરીશંકર હતું. એને બીજા બે ભાઈ હતા. તેઓ કાશી જઇ મોટા પંડિત થઈ આવ્યા હતા. આપણા ગવરીશંકર-ભાઇને ભણવાગણવાનું ગમે નહિ. કોઇ પાઠશાળાનું નામ લે તો કાનમાં આંગળી ઘાલે. ભાઇ એમ જ રખડતા રહ્યા. કક્કો ય શીખ્યા નહિ. ન આવડે વાંચતાં કે ન આવડે લખતાં. તેથી લોકો તેમને ગબા પંડિત કહીને બોલાવવા લાગ્યા. પછી તો નામ જ ગબા પંડિત પડી ગયું.

ગબા પંડિત બીજું તો શું કરે ? કંઇ આવડે નહિ. ગામ બહાર હનુમાનજીનું એક મંદિર હતું. ત્યાં સવારસાંજ જાય અને માળા ફેરવે. પોતે પંડિત નહિ તો હનુમાન-જીનો ભક્ત તો છે એમ કહેવડાવી આનંદ પામે. સાથે સાથે એ બહાને દાનદક્ષિણા પણ મળી રહે. હનુમાનજીના ભગત છે એમ જાણી લોકો પણ તેમનું માન જાળવે.

હેં.... ? એ વળી શું ? બધા પંડિતો ચૂપ થઇ ગયા. એવું તો કદી સાંભળેલું નહિ. એ શું હશે ? સૌ એકબીજાનું મોં જુએ. કોઈ કંઇ બોલ્યું નહિ.

હવે ગબા પંડિત ફુલાયા. મનમાં સમજ્યા કે રંગ જામી ગયો. હવે કંઇ વાંધો નહિ.



ગબા પંડિત બોલ્યા: "કોઇ તો બોલો? બસ, હારી ગયા ?"

કોઈ કંઇ સમજે તો બોલે ને ? "સબડક સબાક" નો અર્થ શું હોય ? બધા ચૂપ થઇ ગયા. લોકો ગબા પંડિતની પંડિતાઇના વખાણ કરવા લાગ્યા.

ગામમાં વાત ફેલાઇ કે ગબા પંડિતે બધા પંડિ-તોને હરાવ્યા. ગબા પંડિતનું માન વધ્યું. એમને તો એક ખરેખરો કોયડો મળી ગયો. એ તો જે પંડિત મળે તેને એ જ પૂછે: "સબડાક સબાક એટલે શું ?"

આ વાતની શહેરના નગરશેઠને જાણ થઇ. તેમણે ગબા પંડિતને બોલાવીને માન આપ્યું. શહેરનું મહાજન એકઠું થયું, અને પાંચ હજાર રૂપિયાનું ઇનામ રાખ્યું કે જે કોઇ ગબા પંડિતના કોયડાનો ઉત્તર દેશે તેને એ ઇનામ મળશે.

પાંચ હજાર રૂપિયા કોને ન ગમે ? બુદ્ધિના અભિમાની બીજા પંડિતો ય ઘણા હોય છે. તેમાંથી કોઇ આવે, ગોઠવેલો ઉત્તર આપે, પણ ગબા પંડિત માને નહિ. એમ ઘણા પંડિતો હારીને ગયા.

વાત પહોંચી કાશીએ. કાશીના પંડિતને રાજાએ બોલાવ્યા.

રાજા કહે : "ગબા પંડિતને કોઇ હરાવશો ?"

કાશીના પંડિતો કહે : "હા, હા. એમાં શી મોટી વાત છે ? બોલાવો એ પંડિતને."

કાશીના રાજાએ ગબા પંડિતને તેડાવ્યા. ગબા પંડિત તો રૂઆબભેર આવી પહોંચ્યા. મોટી સભા ભરાઇ. મોટા મોટા પંડિતો આવ્યા

રાજા કહે : "આ ગબા પંડિતનો એક કોયડો છે. એનો જે સાચો ઉત્તર આપશે તેને મોટું ઇનામ

મળશે. કોઇ ઉત્તર નહિ આપે તો કાશીના એકેએક પંડિતને એક એક સોનામહોર દંડ થશે અને એ બધી સોનામહોરો ગબા પંડિતને ઇનામમાં અપાશે."

ગબા પંડિત તો ફુલાઇને ઢોલ બની ગયા. એ મનમાં જાણતા હતા કે કોઇ ઉત્તર આપવાનું જ નથી.

બધા પંડિતો ચૂપ થયા. ગબા પંડિતે ઊભા થઇને કહ્યું : "સબડક સબાકનો અર્થ કહો."

પંડિતોના મોં પહોળાં થઇ ગયાં. કોઇ ઉત્તર આપી શકે નહિ. ઘણી વાર થઇ ગઇ.

રાજા કહે: "હવે એક ઘડીનો સમય આપું છું. પછી કોઇ ઉત્તર નહિ આપે તો કાશીના પંડિત હાર્યા ગણાશે."

પંડિતોનાં મોં ઊતરી ગયાં. એક ઘડી જતાં શી ાર ? થોડી જ વાર રહી. ગબા પંડિતનું મોં હસું હસું વા માંડ્યું.

એવામાં એક કાણો પંડિત ઊભો થયો. તે બોલ્યો : "મહારાજ, હું ઉત્તર આપું છું."

રાજા કહે : "આપો."

કાણા પંડિત કહે : "એમ નહિ, મારી એક વાત માનો, તો."

રાજા કહે: "કહો, શી વાત છે?"

કાણો પંડિત કહે: "હું ઉત્તર આપું તે સાચો પડે તો આ ગબા પંડિત સો સોનામહોરો મને આપે. ખોટો પડે તો હું આપું."

ગબા પંડિત કહે: "ભલે, હું તેમ કરવા રાજી છું."

ગબા પંડિત તો એમ જ સમજતા હતા કે એનો ઉત્તર કોણ આપવાનું છે! મેળ વિનાની વાત છે.

કાણો પંડિત ભારે ચાલાક. એણે વિચાર્યું કે આ ગબા પંડિતે ગપ ગબડાવ્યું છે. માટે ગપનો ઉત્તર ગપથી જ આપવો જોઇએ.

કાણા પંડિત બોલ્યા: "વાત એમ છે, કે આ ગબા પંડિતે જે સબડક સબાક કહ્યું છે તે એક વારતાની છેલ્લી કડી છે. પહેલાંની ત્રણ કડી આ પ્રમાણે છે:

ધડધૂમ ધબાક
બડબડ બડાક
તડબડ તબાક
સબડક સબાક!"

આખી સભા દંગ થઇ ગઇ.

રાજા કહે: "કેમ ગબા પંડિત ! આ વાત સાચી છે?"

ગબા પંડિત સમજ્યા, કે આ કાણો ય માથાનો મળ્યો. માટે કંઇક કરવું પડશે.

ગબા પંડિત બોલ્યા: "પણ એનો અર્થ શું ? તે એ કહે તો વાત ખરી."

કાણો પંડિત કહે: "હા, હા, એનો અર્થ પણ કહું છું. જુઓ, ધડધૂમ ધબાક એટલે પહેલાં ગાય દોવા બેસીએ એટલે દૂધની શેડો ધડધૂમ ધડધૂમ બોલે: પછી તે દૂધને ચૂલે મૂકીને ખીર બનાવીએ એટલે તે ઊકળે અને બડબડાટ કરતી ખદખદે. પછી તેને તડબડ એટલે તરત જ તબાક એટલે થાળીમાં પીરસીએ. પછી સબડક, સબડક કરતા ખાઇએ તે સબડક સબાક!"

આ સાંભળી ગબા પંડિત ચૂપ થઇ ગયા. આનો તે બીજો કંઈ ઉત્તર આપે એવું ન રહ્યું. ન છૂટકે સો સોનામહોરો કાણા પંડિતને આપવી પડી. પોતે ઘણી કમાઇ ચક્યા હતા. તે તો બહુ મીઠું લાગેલું, પણ આટલી ઓક્રી કાઢવી પડી તે કંઇ ગમ્યું તો નહિ જ!

☆

# સાચી ઇજ્જત

એક હતો શેઠ. મોટો વેપારી ગણાતો. એના જેવો વેપારી એ વખતે કોઈ ન મળે. લાખો રૂપિયાનો વેપાર કરે. નોકરચાકરનો પાર નહિ. ઘરમાં અઢળક પૈસો. ધમધોકાર વેપાર ચાલે. શેઠ જથ્થાબંધ માલ ખરીદે છે અને વેચે છે. ઘણો નફો મળે છે.

શેઠ દયાળુ પણ એવો જ. ગરીબદુખિયાંને આંગણેથી પાછું ન વાળે. જેને અનાજ જોઈએ તેને અનાજ આવે. કપડાં જોઈએ તેને કપડાં આપે. કોઇને કડવું વેણ ન કહે. ગામપરગામ એની સારી આબરૂ બંધાઇ ગઇ હતી. લોકો એને માન આપતા.

શેઠને ચાર દીકરા. ચારેય ભણીગણીને હોશિયાર થઇ ગયેલા. વેપારમાં ઉસ્તાદ. ચારે ભાઇ સંપીને રહે. કામકાજ કરે અને આનંદ કરે.



શેઠ ઘરડો થયો. તેણે ચારે દીકરાને બોલાવ્યા અને કહ્યું: "જુઓ બેટા! હું હવે ઘરડો થયો છું. મોત ક્યારે આવશે એ કહી ન શકાય. હવે તો હું સાજેમાંદો રહું છું."

મોટો દીકરો બોલ્યો: "એમાં તમે શા માટે મુંઝાઓ છો? અમે સારામાં સારા વૈદ્યોને બોલાવીશું. તમારી ચાકરી કરીશું. તમારો વાળ પણ વાંકો ન થવા દઈએ."

શેઠ કહે: "ના, એથી હું જીવી નહિ શકું. એની મને ચિંતા નથી. ચિંતા છે મારા ધનની."

બીજો બોલ્યો: "એમાં શાની ચિંતા? અમે ચારે ય ભાઈઓ સરખે ભાગે વહેંચી લઈશું. લડીશું નહિ કે કજિયો કરીશું નહિ."

શેઠ કહે: "ના, એ વિષે પણ મને દુઃખ નથી. પણ મારે મારું ધન વેડફી નાખવું નથી. તમે પાછળથી

ત્રનનો ગેરઉપયોગ કરો, તો મારી આબરૂ ડૂબી જાય."

બધા છોકરા બોલ્યા: "તમે કહેશો તેમ અમે કરીશું."

શેઠ કહે: "મારી દોલતના મારે ભાગ નથી પાડવા. એકને જ એ દોલત આપવી છે."   35303

છોકરાઓએ એ વાત પણ કબૂલ કરી.

શેઠ કહે: "તમારા ચારમાંથી જે મારી ઇજ્જત સાચવીને વધારી શકે એવો હશે, તેને દોલત આપીશ."

છોકરાઓએ એ વાત પણ કબૂલ રાખી.

ફરીને શેઠ કહે: 'એ માટે તમારે પરીક્ષા આપવી પડશે. જે પસાર થશે, તેને દોલત મળશે."

ભલે ભાઈ, ભલે; છોકરાઓને કોઈ વાતની ના નહોતી.

શેઠે હવે ખુલાસો કરતાં કહ્યું: "તમે ચારે ય જુદા જુદા દેશમાં જાઓ. ત્યાં એક એક વરસ રહો. ત્યાં રહીને એવું કંઇ કામ કરો, કે લોકોમાં તમારી આબરૂ વધે. જેની આબરૂ સૌથી સારી હશે, તેને મારી દોલત આપીશ."

છોકરાઓ ડાહ્યા હતા. કબૂલ થયા.

એક દિવસે ચારે ય છોકરાઓ ચાલી નીકળ્યા. ચારે ય જુદી જુદી દિશાએ ગયા.



મોટો છોકરો પૂર્વ દિશામાં ગયો. તેણે એક મોટા શહેરમાં દુકાન ખોલી. મોટો વેપાર શરૂ કર્યો. પૈસા પણ સારા કમાવા લાગ્યો. પૈસાદાર તરીકે એની આબરૂ ખૂબ ફેલાઈ. શહેરના મોટા મોટા અમલદારો અને શેઠિયાઓ સાથે દોસ્તી થઈ. તેમને ભોજન માટે નિમંત્રણ આપે. સંગીતના જલસા ગોઠવે. એથી એનું નામ ખૂબ જાણીતું થઈ ગયું.

બીજો છોકરો ઉત્તર દિશામાં ગયો. તે એક રાજા

પાસે ગયો અને પોતાની હકીકત કહી નોકરી માગી. રાજાએ તેને નાની નોકરી આપી. એ ઘણો હોશિયાર હતો. હોશિયારી અને મહેનતથી રાજાને ખુશ કરી દીધો. વધતાં વધતાં રાજાનો વડો વજીર બની ગયો. એથી એનું યે નામ આખા દેશમાં જાણીતું થઇ ગયું.

ત્રીજો છોકરો દક્ષિણ દિશામાં ગયો. તેણે એક શહેરમાં જમીન ખરીદી. સારા સારા કારીગરોને બોલાવ્યા. એક મંદિર બંધાવવા માંડ્યું. ખૂબ પૈસા ખર્ચીને મોટું મંદિર બંધાવ્યું. મંદિર ઘણું જ સુંદર થયું.



એથી લોકોમાં એનું નામ ભક્ત તરીકે જાણીતું થઇ ગયું. હજારો લોકો મંદિરમાં દર્શન કરવા આવવા લાગ્યા. શેઠના એ છોકરાનાં બધા વખાણ કરવા લાગ્યા.

સૌથી નાનો છોકરો પશ્ચિમ દિશામાં ગયો. તેણે ગાહુકારી હાટ દેઇ દીધો. કીમતી કપડાં કાઢી નાખ્યાં.

સાદાં કપડાં પહેર્યાં. કેટલીક દવાઓ ખરીદી. એક પેટીમાં દવાઓ ભરી. એક મોટી ઝોળી લીધી. તેમાં ચણા ને ગોળ ભર્યા. નાનાંમોટાં કપડાં શીવડાવીને એક પોટલું બાંધ્યું. પછી એણે તો આખા ગામમાં ફરવાનું શરૂ કર્યું. સૂરજ ઊગે ત્યારથી તે આથમતાં સુધી ગામમાં ફરે. શેરીએ શેરીએ જાય. કોઈ માંદું હોય તેને દવા આપે. કોઈ ભૂખ્યું હોય તેને ચણા ને ગોળ આપે. કોઈની પાસે કપડાં ન હોય, તો કપડાં આપે. જે કોઇ દુઃખી હોય તેને મદદ કરે. એમ કરતાં ઉનાળો આવ્યો. તેણે એક પરબ માંડી. સવારે ગામમાં ફરે અને બપોરે પરબે બેસે. તરસ્યાંને પાણી પાય. કોઇની પાસેથી પાઇપૈસો ન લે. પ્રેમથી બધાંની સેવા કરે. એક વરસમાં તો એણે હજારો દુખિયાં લોકોને મદદ કરી. કેટલાં યે ગામડાં રખડીને લોકોની સેવા બજાવી.



એથી એનું નામ ખૂબ જાણીતું થઈ ગયું. લોકો એને 'દયાળુ દાતા' કહેવા લાગ્યા.

એક વરસ પૂરું થયું. દરમ્યાન વાણિયા શેઠની તબિયત કંઈક સુધરી હતી. તે પૂર્વ દિશામાં ગયો. મોટા છોકરા પાસે જઈને જોયું, તો એ તો મોટો વેપારી બની ગયો છે. એનું નામ મોટા શેઠ તરીકે ખૂબ વખણાય છે. શેઠે તો એ જોઈને ડોકું ધુણાવ્યું.

બીજા છોકરા પાસે ગયો. એ તો દીવાન બન્યો છે. લોકો એનું નામ સાંભળીને પાઘડી ઉતારે છે. શેઠ ડોકું ધુણાવીને ત્યાંથી પણ આગળ ચાલ્યો.

ત્રીજા છોકરા પાસે ગયો. એનું નામ તો બધા લોકો જાણે છે. એણે બંધાવેલું મંદિર ખૂબ પ્રસિદ્ધ છે. લોકો એને ભક્ત ગણે છે. શેઠ ત્યાંથી પણ આગળ ચાલ્યો.

નાના છોકરા પાસે આવ્યો. એનું નામ તો ગામડે ગામડે ને શહેરમાં જાણીતું. જે તેનું નામ સાંભળે, તે આશીર્વાદ દે. એ તો દુખિયાંનો બેલી છે, ભગવાનનો માણસ છે, એમ બધા કહે.

ચારે ય દીકરાઓને લઇને શેઠ તો ઘેર પાછા આવ્યા.

મોટો જાણે, કે મારી તો શેઠ તરીકે ખૂબ આબરૂ વધી છે. મને જ દોલત મળશે.

બીજો જાણે, કે હું તો રાજાનો દીવાન બન્યો છું. મારી તો ખૂબ આબરૂ. મને જ દોલત મળશે.

ત્રીજો જાણે, કે દોલત તો મને જ મળશે. હું તો ભકત ગણાયો. મેં કેવું મંદિર બંધાવ્યું! લોકોને ભકત બનાવ્યા.

નાનાને મનમાં કંઈ ન મળે. એ તો દોલત મળે તો ય ઠીક અને ન મળે તો ય ઠીક; એમ જ માને છે.

શેઠે ચારે દીકરાને બોલાવ્યા. પછી બોલ્યા: "જુઓ, મોટાએ વેપારી બનીને દોલત મેળવી એમાં કંઇ આબરૂ નથી. મરી જાય એટલે એને કોઇ યાદ નથી કરતું. માટે મોટાને મારી દોલત નહિ મળે."

મોટાનું મોં વીલું થઈ ગયું.

પછી કહે: "બીજો રાજાનો દીવાન બન્યો, એથી લોકોમાં જાણીતો થયો. પણ એ કંઇ સાચી આબરૂ ના

કહેવાય. દીવાનને પાછળથી લોકો ગાળો જ દેતા હોય. સત્તા આવવાથી કંઇ સાચી આબરૂ નથી મળતી. માટે એને ય મારી દોલત નહિ મળે."

બીજાનું મોં પડી ગયું.

શેઠ બોલ્યા: "પૈસા ખરચીને દેવમંદિર બંધાવ્યું. એથી લોકોએ બંધાવનારનું નામ જાણ્યું. પણ એ મંદિરથી લોકોને કંઇ ફાયદો ન થયો. લોકો તો બીજે મંદિરે પણ જતા હતા અને તે વિના અટકી ન પડત. થોડા વખત પછી એનું નામ લોકો ભૂલી જવાના. માટે એને ય નહિ મળે."

તે બાપડો પણ ઝાંખો પડી ગયો.

છેવટે શેઠ બોલ્યા: "સાચી આબરુ તો આ નાના છોકરે મેળવી છે. એણે લોકોની સેવા કરી. એણે દુખિયાંનાં દુઃખ ભાંગ્યાં. એનું નામ તો લોકોનાં દિલમાં લખાઇ ગયું. પ્રેમથી લોકો એને યાદ કરે છે. તમે ત્રણેએ તો પૈસાથી અને સત્તાથી આબરૂ મેળવી. પૈસા ન હોય અને સત્તા પણ ન હોય, ત્યારે એ આબરૂ પણ ન હોય

સેવા કરીને મેળવેલી આબરૂનો નાશ નથી થતો. નાનો છોકરો મરી જાય તો પણ એનું નામ બધાં યાદ રાખવાનાં. માટે મારી દોલત નાનાને આપું છું."

નાનો છોકરો ઊભો થયો. તેણે પિતાજીના પગમાં માથું મૂક્યું. હાથ જોડીને કહ્યું: "પિતાજી! મારે એ બધી દોલત નથી જોઇતી. અમને ચારે ભાઇઓને સરખે ભાગે વહેંચી આપો.'

શેઠ બોલ્યો: "ધન્ય છે ધન્ય છે!"

પેલા ત્રણેય છોકરાઓનાં મોં વીલાં થઇ ગયાં હતાં. દોલતમાં ભાગ મળવાનું સાંભળીને તે સૌ રાજી થઇ ગયા.

નાનાને તો દિલગીરી પણ નથી અને આનંદનો ઊભરો પણ નથી.

નાનો છોકરો કેવો?



# મુન્નિ

જેકો ધોબીનો છોકરો, પણ નાનપણથી જ ભાઇ ઊંચે ઊડવાના વિચારમાં–કેમે કરી ખૂબ પૈસા-વાળા બનવું. કેમે કરી રાજાઅમીર જેવા બનવું. પણ કરે શું બિચારો? બાપ કપડાં ધૂએ. મા પકડાં ધૂએ. સાથે કપડાં ધોવા જવું પડે.

અક્કલ ઘણી. બુદ્ધિ દોડાવી જાણે. પણ બાપનો ધાક ભારે. સવારથી એને ગધેડા સાથે મોકલે. ગધેડાને ચરાવવા જવાનું. ખેતરોમાં–મેદાનમાં ઘૂમવાનું. બપોરે સાંજે કપડાંની ઘડીઓ કરવાની. બિચારાને રાજા જેવા બનવાની ફુરસદ જ ક્યાંથી મળે?

જેકો એ બધાથી મનમાં ને મનમાં અકળાય. ખૂબ દુઃખી થાય. એના બાપા દર મંગળવારે ગામમાં મેલાં કપડાં લેવા જાય. ધોએલાં આપી આવે. થોડા ઘણા પૈસા લાવે. તેમાંથી બધાં રોટલો ને છાશ ખાય. જેકાને તો બાસુદી જલેબી ખાવાનું મન થાય. રૂપિયા

ઉછાળવાનું મન થાય. થેલીની થેલીઓના ભંડાર ભરવાનું મન થાય. એને થતું: બાપાને ખૂબ પૈસા કમાવાનું મન કેમ નહિ થતું હોય ?

એક વાર એણે બાપાને એ વાત કરવા માંડી કે તમે ખૂબ કમાઓ. બાપા તો ચિડાઇ ગયા ને મોટો ઘાંટો પાડ્યો.

એમ કરતાં કરતાં જેકો મોટો થયો. પછી અચાનક એક દહાડો એક નવી વાત બની ગઇ. એ ગધેડું ચારીને ઘેર આવતો હતો. શેરીને નાકેથી રડારોળ સંભળાઇ. રોકકળ એને ઘેર જ ચાલતી હતી. પાસે જઇ જોયું, તો—અરેરે, એના બાપા ગુજરી ગયા હતા! લૂગડાં ધોવા નદીએ ગયેલા. અચાનક સાપ કરડ્યો. ગુજરી ગયા.

પણ જેકો કંઇ દિલગીર થયો નહિ. એને તો મનમાં ને મનમાં થયું: હાશ. હવે રોજનું ગધેડાં ચારવાનું ગયું. રોજના ધાકધમકી ગયાં. ને રોટલો ને મીઠું ગયાં. હવે તો બસ, કોઇ સરસ ધંધે ચઢવું. ધોબીગીરી બંધ. ખૂબ કમાવું. સૂપડે ને ટોપલે રૂપિયા

ભેગા કરવા. અહીં નહિ મળે તો બીજે ગામ જવું. બીજે દેશ જવું. પણ હવે ખૂબ કમાવું તો ખરું.

જેકો તો ચુપચુપ બીજે દિવસે ઊપડ્યો. ચાલ્યો. ચાલ્યો જાય છે. ખૂબ ચાલ્યો. ઘણું ચાલ્યો. એમ કરતાં કરતાં છેક ત્રીજે દિવસે એ એક મોટા શહેરમાં આવી પહોંચ્યો.

ક્યાં એનું નાનકડું ગંદું ગામ, ને ક્યાં આ ચકચકાટ, ઝગઝગાટ શહેર ?

મોટા મોટા રસ્તા. ગોરા ગોરા લોક. ધમધમ ચાલતી



ગાડીઓ. ઊંચા ઊંચા ઘર. જબરી દુકાનો. સેંકડો લોકો આવે ને જાય.

જેકો મનમાં જરા ગભરાયો. જરા અચકાયો. રસ્તાની ધારે થોડી વાર ઊભો

રહ્યો. પછી થયું : આમ ઊભો રહીશ તેમાં શું વળશે? લાવ, કોઇને કંઈ પૂછું.

એટલામાં જ ત્યાંથી એક માણસ જતો હતો. તેના માથા પર સોનારૂપાની બનાવેલી ટોપી હતી. તેણે ખૂબ સારાં સારાં કપડાં પહેરેલાં હતાં. હાથે વીંટી, ને ગળામાં કંઠીઓ હતી. જેકાએ તેને હાથ ઊંચો કરી ઊભો રાખ્યો ને પછી પૂછ્યું: "મહેરબાન, આ કયું ગામ છે?"

પેલો માણસ જેકાની સામે જોઈ રહ્યો. ટગર ટગર જોઈ રહ્યો. તેને માથાથી પગ સુધી બરાબર નિહાળ્યો. પછી આસપાસ જોયું. પછી ડોકું ધુણાવ્યું ને બોલ્યો: "મુ....ન્નિ!"

જેકાને લાગ્યું: હં! આ ગામનું નામ મુન્નિ હોય એમ દેખાય છે. નામ તો સારું છે.

પછી તેણે પૂછ્યું: "હં, આપનું નામ શું?"

પેલો ફરી બોલ્યો: "મુ....ન્નિ!"

ઓત્તારી! આ તો જે ગામનું નામ, તે જ આ માણસનું પોતાનું નામ પણ દેખાય છે. જેકાને ખબર

હતી તો. એના ગામનું નામ મંગળિયું હતું ને મંગળિયા નામના બેચાર માણસ એના ગામમાં પણ હતા. એટલે જેકાને કંઈ બહુ નવાઇ લાગી નહિ.

પછી એણે સવાલ કર્યો: "આ શહેરનો રાજા કોણ છે?"

પેલો તો જરા ચિડાયલો દેખાયો; ને ફરીથી મોટે સાદે બોલ્યો: "મુ....ન્નિ, મુન્નિ !"

એમ કહેતો તે તો ચાલતો થઇ ગયો. જેકો જરા વિચારમાં પડ્યો. તેને નવાઇ લાગી. પણ એમાં શું ? રાજાનું નામ મુન્નિ ને તેણે પોતાના ગામનું નામ પણ મુન્નિ રાખ્યું.

ઠીક ભાઇ.

પણ હવે શું કરવું ? કંઈ ધંધોધાપો કરવો જોઇએ. કંઈ નોકરી ખોળવી જોઇએ. તે માટે કોને પૂછવું ? એવા વિચારમાં ને વિચારમાં તે આગળ ચાલ્યો. થોડે દૂર જતાં તેને એક ડોસો દેખાયો. ડોસો જવાબ દેશે એમ એને લાગ્યું. તેણે વિચાર કર્યો: આ શહેરનો મોટામાં મોટો શેઠિયો હોય તેને ત્યાં નોકરી મળે તો મઝા પડે. ધીમે ધીમે વધી જવાય. આગળ શેઠના

જેવી જ મોટી પેઢી કાઢવાની. માટે લાવ, તેની જ તપાસ કરું.

ડોસાકાકાને અટકાવીને પૂછ્યું: "કાકાજી, આ ગામમાં મોટામાં મોટો શેઠિયો કોણ છે?"

ડોસો ઉતાવળમાં હોય તેવું લાગ્યું. તે તો "મુ....ન્નિ !!" એટલું બોલી આગળ જ ચાલતો થઈ ગયો !

જેકાને થઇ ગયું: યાર, ખરી તક ગઇ. પેલો પહેલા મળેલો માણસ જ મુન્નિ, ને તે જ મોટામાં મોટો શેઠિયો હતો. તેની પાસે જ નોકરી લેવાની હતી. તેને પકડી રાખ્યો હોત તો ઠીક થાત. કંઈ નહિ. હવે ફરી શોધી કાઢીશું.

આગળ ચાલતાં ચાલતાં એ મોટા બજારમાં આવી પહોંચ્યો. ત્યાં આગળ એક ઠેકાણે એણે સોબસો માણસનું ટોળું જોયું. તે પણ ટોળામાં ગયો. જુએ છે તો વચ્ચે વાસણોનો એક ઢગલો હતો. બધાં વાસણો ચકચકાટ ઝગઝગાટ હતાં, અને તે બધાં સોનારૂપાનાં હતાં. તે ત્યાં વેચાતાં હોય એમ લાગ્યું. એને થયું: આ આટલો બધો પૈસાવાળો કોણ હશે ? સોનારૂપાનાં

આ બધાં વાસણોનો માલિક કોણ હશે? એણે બે ત્રણ જણને પૂછ્યું. સૌએ એક જ જવાબ દીધો: "મુન્નિ!"

હવે તો જેકાને થયું કે ખરેખર, નોકરી તો આ મુન્નિ શેઠને ત્યાં જ કરવી. એના જેવો બીજો તાલ એકે નહિ.

ટોળામાંથી નીકળી એ આગળ ચાલ્યો. આગળ ચાલતાં ચાલતાં એ નદી પર આવી પહોંચ્યો. કિનારાથી થોડે દૂર એક ઝાડ તળે એક માણસ ચણાનો ઢગલો મારી બેઠો હતો અને જતાઆવતા બધાને બોલાવી બોલાવી ચણા ખજૂર આપતો હતો. બધા ખુશીથી લેતા હતા ને ખાતા હતા. સાઈઓ, ખલાસીઓ પાસે બેઠા બેઠા ચણાના ફાકા મારતા હતા. કોઈ કંઇ પસા આપતું નહોતું. જેકાને થયું કે આ કોઈએ ચણાની પરબ બેસાડી લાગે છે. એના ગામમાં ઉનાળે પાણીની પરબ બેસતી હતી. પણ ચણાખજૂરની પરબ તો પહેલવહેલી જ એણે જોઇ. એને થયું: આ દેશ ખરેખર ખૂબ પૈસાવાળો દેશ છે. અહીં તો આવું બધું મફત વહેંચાય છે. જરૂર આપણે પૈસાદાર થઇશું.

એને ખૂબ ભૂખ લાગેલી હતી. પેટમાં કુર કુર

ફુર ફુર થતું હતું. એને થયું: લાવ ને, આપણે પણ ચણાખજૂર લઇને ખાઇએ.



એ પેલા માણસ પાસે ગયો ને હાથ ધર્યો. પેલાએ ખોબો ભરીને ચણા આપ્યા. થોડુંક ખજૂર આપ્યું. જેઠાએ તે લીધું. એને થયું: લાવ, આ ચણાખજૂર કોણ વહેંચે છે તે પૂછીએ.

પેલા માણસને પૂછ્યું: "આ ચણાખજૂર કોણ વહેંચાવે છે?"

પેલાએ તરત જ જવાબ દીધો: "મુ....ન્નિ !"

એએએમ? ત્યારે તો આ બધું પેલા મુન્નિ શેઠિયા તરફથી જ વહેંચાય છે. વાહ! શેઠિયો દિલનો પણ દાલો છે. ઉદાર છે જરૂર નોકરી આપશે. પગાર પણ સારો આપશે. જેકાને લાગ્યું કે અહીં ફાવવાના ખરા.

જેકો ઘાટ પર બેઠો. બેસીને ચણા તથા ખજૂર ખાધાં. એને તરસ પણ સારી પેઠે લાગી હતી. પેટ ભરીને એણે પાણી પીધું. ઘાટ પર એક મોટું વહાણ ઊભું હતું. વહાણમાં પુષ્કળ માલ ભરેલો હતો, અને દશબાર માણસો તે માલ કિનારા પર ઉતારતા હતા. જેકાએ પાણી પીધા પછી એક જણને પૂછ્યું: "આ બધો માલ કોનો છે?"

એક જણે તેની સામું જોઇ જવાબ દીધો: "મુ....ન્નિ!"

બીજો પણ એક બોલ્યો: "મુન્નિ!"

જેકો રાજી થયો. ચાલો ત્યારે, હવે આ મુન્નિ શેઠને જ પકડવા પડશે.

બપોર થયા હતા. માથે તડકો તપતો હતો. જેકાને થયું: હાલ તાપમાં ક્યાં જઇશું? થોડી ઊંઘ કાઢીએ.

એણે એક મોટું ઝાડ શોધી કાઢ્યું. છાંયો પુષ્કળ હતો. તેની નીચે સૂઇ ગયો. થાકેલો હતો એટલે તરત ઊંઘ આવી ગઇ.

જેકો ઊંઘ્યો ઊંઘ્યો તે ઠેઠ સાંજ સુધી ઊંઘી ગયો. અચાનક એ જાગ્યો ત્યારે સાંજ પડી ગઇ હતી. પંખીઓ પોતાના માળા ભણી જતાં હતાં અને તેમનો અવાજ આસપાસ ઊંચે સંભળાતો હતો.

એ નદીએ ગયો, ને મોઢું ધોયું. પાણી પીધું ને પછી શહેર તરફ ચાલવા માંડ્યું.

થોડેક ગયો હશે ત્યાં તો દૂરથી ઢોલત્રાંસાનો અવાજ સંભળાયો. સાથે ઘંટ પણ વાગતા હતા. અવાજ તેના તરફ આવતો હતો.

એણે એક જણને પૂછ્યું : "ઢોલત્રાંસાનો અવાજ શાનો થાય છે ?"

પેલાએ જવાબ દીધો : "મુ....ન્નિ....મુ....ન્નિ !"

જેકાને થયું : મુન્નિશેઠ ફરવા નીકળ્યા લાગે છે. હોય. સાંજ પડી છે. ફરવા જવાનો વખત છે. મોટા માણસ છે તે વાજાં સાથે ફરવા નીકળે ય ખરા. અહીં એવો રિવાજ હશે.

તે ઊભો રહ્યો. થોડી વારે ઢોલત્રાંસાનું સરઘસ એની પાસે આવ્યું. એણે જોયું તો આગળ ઢોલ, નગારાં ને ઘંટ હતાં. પાછળ પણ હતાં. ને વચમાં તો ઠાઠડી હતી ! મુડદું હતું !




અરેરે ! આ શું ? મુન્નિ શેઠ ગુજરી ગયા ? સવારે તો સાજાતાજા હતા. ખાસ્સા તંદુરસ્ત હતા. અને સાંજે મરી ગયા ?

જેકાને એના બાપ મરી ગયેલા તે યાદ આવ્યું. સવારે સાજાતાજા હતા. સાંજે મરી ગયા. સાપ કરડ્યો

તેથી. જેકાને થયું : આ શેઠને પણ એવું જ થયું હશે. સાપ કરડ્યો હશે કે પછી ઝેરી વીંછી હોય. નહિ તો આમ અચાનક મરી જાય નહિ. અરેરે! આ તો ખોટું થઈ ગયું!

જેકાને તો લાગ્યું કે જાણે પોતાનો શેઠ જ ગુજરી ગયો. જેકો તો નિરાશ થઈ ગયો. તે નદીઘાટે પાછો ગયો ને ત્યાં બેઠો. થોડી વાર સુધી બેસી જ રહ્યો. પાછી એને ભૂખ લાગી હતી. ચણાખજૂર વહેંચાતાં જ હતા. ફરી માગું કે કેમ? એને જરા આંચકો આવ્યો. પણ હશે, ના કહે તો મારું શું જશે? એમ મન સાથે નક્કી કર્યું. પછી પેલા પાસે જઈ હાથ ધર્યો. પૈસાએ તરત જ આપ્યાં. તે ખાઈને એણે પાણી પીધું ને થોડી વાર એમ ને એમ બેસી રહ્યો.

થોડી વારે સહેજ દૂર એને અજવાળું અજવાળું દેખાયું. ત્યાં સ્મશાન હતું. પેલા મુડદાને લોકો બાળી રહ્યા હતા. તેની ચિતા સળગતી હતી. મુન્નિ શેઠનું મુડદું બળતું હતું, તેનું એ અજવાળું હતું.

જેકો થોડી વાર ત્યાં જોઈ રહ્યો. પછી એને

વિચાર આવ્યો: આમ બેસી રહીને શું કરીશું? કાલે નોકરી તો મળવી જ જોઈએ. લાવ, તપાસ કરું.

એમ કરી તે ઊઠ્યો ને સહેજ ચાલ્યો. એટલામાં એક માણસ મળ્યો. તેને એણે પૂછ્યું: "મારે નોકરી માટે કોની પાસે જવું?"

પેલાએ જવાબ દીધો: "મુન્નિ!"

હાય, હાય! આ શું? નોકરી માટે હજુ મુન્નિ પાસે જ જવાનું? એટલે? મારે બળી જવું? મુન્નિ તો બળી ગયો, તેની પાસે જવા માટે મારે પણ બળી જવું?

ના, ના, એ નહિ બને. આ દેશ કામનો નહિ.

જેકો તો દોડ્યો. ખૂબ જોશભેર દોડ્યો. નાઠો જ. તે ગયો,–ગયો ઠેઠ પોતાને ગામ. બીજા દિવસથી ગધેડું ચારવા ને કપડાં ધોવાને કામે લાગી ગયો.

'મુન્નિ' એટલે શું? તે શોધી કાઢો. ન જ જડે તો પછી આ ચોપડીમાં કોઈક ઠેકાણે આપેલું છે ત્યાંથી વાંચી લ્યો.

# કોલાહલ પંડિત

કોલાહલનો અર્થ થાય છે ગરબડ, શોરબકોર. તમે કહેશો, એવું તે કોઇનું નામ હોતું હશે ખરું કે? પણ હા, આ વાત તદ્દન સાચી છે.

આજથી આઠસો વરસ ઉપરની એ વાત છે. મદ્રાસમાં એ વખતે એક પંડિત રહે. એનું નામ તો વિદ્યાસાગર હતું, પણ લોકો એને કોલાહલ પંડિત કહીને બોલાવે.

એ મોટો જબ્બર વિદ્વાન હતો. એના જેવો શાસ્ત્રો જાણનારો તે વખતે બીજો કોઈ ન હતો. બધા પંડિતો એનાથી ડરે. એની સાથે વાદવિવાદ કરવા કોઇ આગળ ન આવે. એનાથી તો મદ્રાસનો રાજા પણ ડરે. એ જેમ કહે તેમ રાજા કરે.

પછી તો એ પંડિતે દેશમાં ઢંઢેરો પિટાવ્યો, કે "જે કોઇ પંડિત હોય તે મારી સાથે વાદવિવાદ કરે; નહિ તો મને કર આપે. વાદવિવાદ કરવા નીકળે અને હારે તો ફાંસીએ ચઢવું પડશે."

દેશભરના પંડિતો ગભરાયા. કોણ વાદવિવાદ કરે? વાદવિવાદ કરે અને હારી જાય, તો ફાંસીએ ચઢવું પડે. ડરને લીધે બધા પેલો જે કહે, તે રકમ કર તરીકે આપે.

એ પંડિત જ્યાં જાય ત્યાં ભારે કોલાહલ મચે. ગરબડ ને ધાંધલ જામે. આથી લોકો એને કોલાહલ પંડિત કહે.

મદુરામાં એક પાઠશાળા હતી. ત્યાં એક વિદ્વાન પંડિત વિદ્યાર્થીઓને ભણાવે. એક દિવસે નાનકડા છોકરાને લઇને એક માણસ આવ્યો. તે કહે: "પંડિતજી! મારા આ દીકરાને ભણાવશો?"

પંડિતજી બોલ્યા: "શું, મશ્કરી કરવા આવ્યા છો?"

પેલાએ પૂછ્યું: "કેમ એવું બોલો છો? મશ્કરી શાની?"

પંડિતજી કહે: "મશ્કરી નહિ તો બીજું શું? આટલું નાનું બાળક તે કદી ભણતું હશે?"

પેલા ભાઈ બોલ્યા: "આ છોકરો તો ભારે હોશિયાર છે. જે કંઈ સાંભળે, તે એને તરત યાદ રહી જાય છે."

પંડિતજીએ બાળકને એકબે સવાલ પૂછ્યા. છોકરે પટોપટ જવાબ આપી દીધા. પંડિતજીને ભારે નવાઈ લાગી. છ સાત વરસનું બાળક આવું હોશિયાર! પછી એ છોકરાને પાઠશાળામાં દાખલ કર્યો.

એ બાળકનું નામ યમુનાપ્રસાદ.

પંડિતજી જે કંઈ શીખવે, તે યમુનો તરત જ યાદ કરી લે. એક અક્ષર પણ ભૂલે નહિ. બાર વરસની ઉમ્મર થતાં એ ઘણાં શાસ્ત્રો ભણી ગયો. વ્યાકરણ તો જીભે રમે. કવિતા તો પટપટ બનાવી શકે. ન્યાયશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, બધાંમાં એ હોશિયાર.

એક વખત ગુરુજી બહારગામ ગયા. પાઠશાળા યમુનાને સોંપતા ગયા. આ જ વખતે પેલો કોલાહલ પંડિત તે ગામે આવી ચડ્યો.

બાપ રે! ગામના બધા પંડિત નાસી ગયા. કોલાહલ પંડિતનો એક માણસ યમુનાના ગુરુજીને બોલાવવા આવ્યો.

યમુનાએ જવાબ દીધો: "અમારા ગુરુજી એવા ગરબડિયા પંડિત સાથે બોલવા જ ઇચ્છતા નથી."

માણસે જઇને કહ્યું કોલાહલ પંડિતને. એ તો ખૂબ ચિડાયો. ધુવાંકુંવા થતો આવ્યો પાઠશાળામાં. તેને જોઇને યમુનાપ્રસાદ બહાર આવ્યો.

કોલાહલ પંડિતે પૂછ્યું: "અલ્યા છોકરા! તું આ પાઠશાળામાં ભણે છે?"



"હા, હા, શું છે?" કહીને યમુનાપ્રસાદ છાતી કાઢી ઊભો રહ્યો.

"ક્યાં છે તારો ગુરુ?" એમ બોલતો કોલાહલ પંડિત દાંત

કચકચાવવા લાગ્યો.

યમુનાએ તેને ગુસ્સાથી જવાબ દીધો: "તમો આટલા બધા દાંત શાના કચકચાવો છો? અમારા ગુરુજી તમારા જેવા નાના માણસોની સાથે બોલતા જ નથી."

આ સાંભળતાં જ કોલાહલ પંડિતના ગુસ્સાનો પાર ન રહ્યો. મોટા મોટા પંડિતો જેનાથી ડરે, રાજા પણ જેને નમે, એની સામે એક છોકરો નીડર બનીને બોલે, એ કેમ સહન થાય?

"જોઈ લઈશ." કહેતો કોલાહલ પંડિત ચાલ્યો ગયો.

થોડા દિવસો પછી યમુનાપ્રસાદના ગુરુજી આવ્યા. બધાએ તેમને કોલાહલ પંડિતની વાત કહી. તે તો ગભરાઈ ગયા. તેમણે યમુનાને સારી પેઠે ઠપકો દીધો.

યમુના કહે: "ગુરુજી" એ કોલાહલ પંડિત તે શું કરવાનો છે? અરે, હું જ એને હરાવી દઈશ."

ગુરુજી કહે: "અરે રામ! આપણાં કમનસીબ, કે

કોલાહલ ગુસ્સે થયો. એની સાથે તે આપણાથી વાદ-વિવાદ થાય? એને આપણાથી કેમ પહોંચાય?"

એ ચાર દિવસ વીત્યા, ત્યાં તો મદ્રાસથી એક કાસદ આવી પહોંચ્યો.

કાસદ કહે: "ચાલો પંડિતજી! તમને રાજા બોલાવે છે."

પંડિતજી શું બોલે? એ તો ગભરાવા લાગ્યા.

તરત જ યમુના બોલ્યો: "અલ્યા કાસદ! જા, રાજાજીને કહેજે, જો કોલહલ પંડિત સાથે વાદવિવાદ કરવાનો હોય તો અમારા ગુરુજી નહિ આવે."

દૂતે કહ્યું: "નહિ આવે, તો સજા થશે. રાજાનો હુકમ છે."

યમુના બોલ્યો: "પહેલાં તે શિષ્યને જીતે, પછી ગુરુજીને. હું શિષ્ય છું. તમારો કોલાહલ મારી સાથે ભલે વાદવિવાદ કરે."

દૂત તો ચાલ્યો ગયો. રાજાને બધું કહ્યું. રાજાએ તરતજ આજ્ઞા આપી: "લાવો એ બાળકને. જોઇએ તો ખરા, એ કેવોક છે!"

કોલાહલ પંડિતે એક પછી એક ઘણા સવાલો પૂછ્યા. બધાના જવાબો યમનાએ પટપટ આપ્યા. વ્યાકરણ, ગણિત, જ્યોતિષ બધામાં એ તો હોશિયાર. તડાતડ જવાબ મળતા સાંભળીને કોલાહલભાઈ ગભરાયા.

પછી કહે: "અલ્યા છોકરા! તું જ હવે મને પૂછ!"

યમુના બોલ્યો: "ઠીક છે. હું જ તમને પૂછું. હું ત્રણ સવાલ પૂછીશ. આમાં જ આપણી હારજીત. જે હારે, તેને ફાંસી."

કોલાહલને મન એમ, કે આ બાળકને સવાલ પૂછતાં ક્યાંથી આવડશે? તેણે તો હા કહી. પહેલો



એવા સવાલમાં બીજું શું સમજવું ? મોટા મોટા રાજાના દરબારમાં જાય. દરેક દરબારમાં બેચાર પંડિતો તો હોય જ. એમને એ સવાલ પૂછે. પંડિતો જવાબ ન આપી શકે, એટલે રાજા પાસેથી જીત્યાનું ઇનામ લે. આ પંડિત એક મોટો ધોકો પાસે રાખતા. તેથી એને લોકો ધોકાપંડિત કહેતા.

ફરતા ફરતા ધોકાપંડિત ભોજ રાજાના દરબારમાં આવી ચડ્યા. દરબાર ભરાયો હતો. ઘણા પંડિતો બેઠા હતા.



ધોકાપંડિતે ઊભા થઇને એક આંગળી ઊંચી કરી.

ભોજ રાજા પૂછે: 'એનો શો અર્થ ?'

ધોકાપંડિત બોલ્યા: "એનો અર્થ પૂછો તમારા પંડિતોને. જવાબ નહિ અપાય તો હાર કબૂલે. પછી આપે મને જીતનું ઈનામ આપવું પડશે."

એ જ રીતે પાંચ આંગળી બતાવી. એ બીજો સવાલ થયો. બધા પંડિતો વિચારમાં પડ્યા. જવાબ ન આપે તો આબરૂ જાય. હવે શું કરવું? રાજાએ કાળિદાસ સામે જોયું.

કાળિદાસ કહે: "આપનો હુકમ હોય તો હું કાલે આ બંને સવાલના જવાબ આપીશ."

રાજાએ કબૂલ કર્યું. ધોકાપંડિતને રોક્યા. બીજે દહાડે જવાબ આપવાનું ઠર્યું. એક સરસ મકાનમાં ધોકાપંડિતને ઉતારો આપ્યો. સારાં સારાં ભોજન જમાડ્યાં.

બીજે દિવસ થયો. દરબાર ભરાયો. ધોકાપંડિતની વાત સાંભળીને લોકોની ભીડ જામી. આજે ખરેખરી મઝા થશે. હજી સુધી કાળિદાસની હાર કોઈ દિ નથી થઇ. આજે તો જરૂર હારી જશે. લોકો માંહોમાંહે ખૂબ ગુસપુસ કરવા લાગ્યા.

ભોજરાજા આવ્યા. નોબત વાગી. ડંકાનિશાન ગડગડ્યાં. રાજા ગાદી ઉપર બેઠા. ધોકાપંડિત આવી પહોંચ્યા. તેમને સૌથી આગળ બેસાડ્યા. બીજા ઘણા પંડિતો આવ્યા હતા. બધા તો આવી ગયા, પણ કવિ કાળિદાસ હજી દેખાતા નહોતા.

ભોજરાજાએ પૂછ્યું: "હજી કાળિદાસ કેમ દેખાતા નથી?"

ધોકાપંડિત બોલ્યા: "એ શું દેખાવાના હતા? હવે એ નહિ દેખાય. મારા સવાલોનો જવાબ કોઇ આપી શકે એમ નથી."

એમ કહીને ધોકાપંડિત મૂછો મરડવા લાગ્યા. સભા આખી ચૂપ છે. કોઇ કંઇ બોલતું નથી. પંડિતો બધા નીચું મોં કરી બેઠા છે. ઘણી વાર થઇ ગઇ.

ધોકાપંડિત કહે: "હવે આવી રહ્યો એ તમારો પંડિત. એ તો ડરીને નાસી ગયો હશે. મહારાજ, મને ઇનામ આપી દો."

રાજા ભોજ વિચારમાં પડ્યા. ઇનામ આપી દે તો પોતાના દરબારની આબરૂ જાય. કોઇ દિવસ નહિ ને આજે હાર ખાવી પડે, એ ગળે કેમ ઊતરે? રાજા વિચાર

કરે છે, એટલામાં તો કાળિદાસ આવી પહોંચ્યા. પાછળ એક બીજો માણસ પણ હતો. તે પણ ખૂબ ઠાઠમાં હતો. બધા લોકો ખળભળી ઊઠ્યા. રાજાનો જીવ કંઈક હેઠે બેઠો.

થયેલું એમ, કે સવારમાં ઊઠીને કાળિદાસ શહેરમાં ફરવા નીકળી પડેલા. એક માણસ ખાસ શોધી કાઢવાનો હતો. એ માણસ પાસે ધોકાપંડિતના જવાબ અપાવવાના હતા. શોધતાં શોધતાં બેત્રણ કલાક વીતી ગયા. તે મળ્યો નહિ. છેવટે નિરાશ થઈને ઘેર આવવા નીકળ્યા. રસ્તામાં એક કુંભારનું ઘર આવ્યું. કુંભાર બેઠો બેઠો ચાકડો ઘુમાવતો હતો. ગારાના પીંડા ચાકડા ઉપર મૂકતો હતો. ગીતો ગાય અને વાસણ બનાવતો જાય. કાળિદાસની નજર તેના ઉપર પડી. કુંભારને જોતાં જ તે ઊભો રહ્યો. વિચાર કરીને કુંભાર પાસે ગયો. કાળિદાસ પંડિતને તો સૌ કોઈ ઓળખે. કુંભારે પ્રણામ કરી તેમને બેસવાને પાટલો આપ્યો.

કાળિદાસ કહે: "તમે મારી સાથે દરબારમાં ચાલો."

કુંભાર કહે: "અરરરરર ભઈસાબ! મેં તો કંઈ ગુનો નથી કર્યો. મને શીદને દરબારમાં લઈ જાઓ છો?

કાળિદાસ બોલ્યો: "તમારો ગુનો કંઇ નથી. તમને હું ઇનામ અપાવીશ. તમે ચાલો."

કુંભાર તો માને નહિ. એ જાણે, કે મને શાનું ઇનામ મળે? જરૂર કંઇક ગુનો થયો હશે. કાળિદાસે તેને ખૂબ સમજાવ્યો.

કાળિદાસે કહ્યું: "તમારે હું પહેરાવું તેવાં કપડાં પહેરીને દરબારમાં આવવાનું છે. તમારે બોલવાનું કંઇ જ નથી. એક અક્ષર પણ ન બોલવો. એક માણસ હાથ વડે કંઇક નિશાનીઓ કરશે. તમને જે કંઇ સમજાય, તે જવાબ તેવી જ રીતે નિશાનીઓ કરીને આપજો."

કુંભાર તો કેમે કર્યો માને નહિ. આખરે કાળિદાસે કુંભારને ૧૦૦ રૂપિયા આપ્યા, ત્યારે તે જેમતેમ રાજી થયો. કાળિદાસ તેને ઘેર લઈ આવ્યો. પંડિતના જેવાં સારાં સારાં કપડાં પહેરાવ્યાં અને ઠાઠથી સમજાવીને દરબારમાં લઈ આવ્યો.

કુંભાર એક આંખે કાણો હતો.

દરબારમાં આવ્યા એટલે ભોજ રાજાએ ધોકા-પંડિતના સવાલના જવાબ માગ્યા.

કાળિદાસ કહે: "હું પોતે એવા સવાલના જવાબ નથી આપતો. આ મારો ચેલો તે જવાબ આપશે."

એમ કહીને તેણે પેલા કુંભારને ઊભો કર્યો. કુંભાર ઊભો થઇ રહ્યો. બિચારાને કંઇ સમજણ ન પડે, કે શું થશે! બધા તેને જોઇ રહ્યા. બધા એમ જ સમજવા લાગ્યા, કે આ પણ કોઇ મોટો પંડિત હશે.

ભોજરાજાએ ધોકાપંડિતને સવાલ પૂછવા આજ્ઞા કરી. ધોકાપંડિત ઊભા થયા. કાળિદાસના બોલવાથી એને ભારે રીસ ચડેલી. પંડિત નહિ ને પંડિતનો ચેલો પોતાના સવાલનો જવાબ આપવા નીકળે એ તો એને અપમાન જેવું લાગ્યું. પણ સવાલ પૂછ્યા વિના કંઇ છૂટકો હતો? ગુસ્સાથી પંડિતજીએ એક આંગળી ઊંચી કરી.

પેલા કુંભારને જવાબ આપવાનો ઇશારો કરતાં કાળિદાસે બધાને જણાવ્યું, કે: "ધોકાપંડિત બોલ્યા વિના હાથના ચાળા કરીને સવાલ પૂછે છે, એટલે મારો ચેલો પણ બોલ્યા વિના જ જવાબ આપશે."

કુંભારે વિચાર્યું કે: આ માણસે ગુસ્સાથી એક આંગળી ઊંચી કરી છે. મારો વહાલો કહે છે,

કે તારી એક આંખ છે, તે પણ ફોડી નાખીશ. તો હું ક્યાં કમજોર છું? એની બેય આંખો હું ફોડી નાખું.

આમ વિચારીને કુંભારે ગુસ્સાથી બે આંગળી ઊંચી કરી. ધોકાપંડિત મનમાં બોલ્યાઃ 'માળો છે તો પંડિત. મારી એક આંગળીનો અર્થ સમજી ગયો.'

કાળિદાસે પૂછ્યું: "કેમ મુરબ્બી પંડિતજી! તમારો જવાબ મળ્યો?"

ધોકાપંડિત બોલ્યાઃ "હા, ભાઈ! જવાબ છે તો બરોબર. હવે બીજો ઉકેલે ત્યારે ખરો માનું."

એમ કહી પંડિતજીએ પાંચેય આંગળીઓ ઊંચી કરી. કુંભારે વિચાર્યું કે: મેં એની બેય આંખો ફોડી નાખવાનું કહ્યું, એથી એ મારો વહાલો તમાચો બતાવે છે. પાંચે આંગળીના સોળ પાડવાની ધમકી આપે છે. તો હું ક્યાં એનાથી કમજોર છું? હું મુક્કેમુક્કે ધબેડી નાખીશ.

આમ વિચારીને કુંભારે આંખો લાલ કરીને મુક્કો ઉગામ્યો.



પેલા પંડિતજી તો ઝપ લઈને ઝાંખા પડી ગયા. નીચું જોઈ ગયા. એમનાથી ઊંચે જ જોવાય નહિ. જવાબ બરાબર છે, એમ સૌ સમજી ગયા.

ભોજ રાજા ઘણા ખુશ થયા. કુંભારને તો મોટો પંડિત માની લીધો. તેને પાંચસો સોનામહોરોનું ઇનામ આપીને આસને બેસાડ્યો. પછી પૂછ્યું: "ધોકાપંડિત! હવે આ તમારું ઇશારાનું જ્ઞાન અમને સમજાવો."

શરમાતા શરમાતા ધોકાપંડિત બોલ્યા: "તમારો પંડિત મારા ઇશારા બરાબર સમજી ગયો. મેં એક

આંગળી ઊંચી કરી, તેનો અર્થ એ હતો કે દુનિયામાં સત્ય એક જ સાચું છે. એના જવાબમાં આ પંડિતે બે આંગળી ઊંચી કરી કે સત્ય એક જ નથી, બીજો ઈશ્વર પણ છે. બીજા સવાલમાં મેં પાંચ આંગળી ઊંચી કરી. એનો અર્થ એવો હતો કે દુનિયામાં પાંચ મૂળ તત્ત્વો છે. તે પણ સમજી જઈ તમારા ચેલાએ મુઠ્ઠી બતાવી જવાબ આપ્યો, કે એ પાંચે તત્ત્વ આમ સેળભેળ થઈને એકમાં બંધાઈ જાય, એટલે દુનિયા પેદા થાય. એ વાત પણ સાચી."

આ વાત સાંભળીને કાળિદાસ તો હસી પડ્યા. કુંભારને કંઈ સમજણ ન પડી.

ભોજ રાજાએ પૂછ્યું: "કેમ હસ્યા તમે ?"

કાળિદાસે બધી વાત કહી. બધા માણસો તેની બુદ્ધિનાં વખાણ કરવા લાગ્યા. લાકડે માંકડું તે આનું નામ !



# અક્કલવાળી દાઢી

એક વખત બાદશાહ અકબરનો દરબાર ભરાયો હતો. વાતચીત ચાલતી હતી. બધું કામકાજ પતી ગયા પછી આનંદની વાતો ચાલે.

અકબર બાદશાહને હસવાની ને મશ્કરીની વાતો વધારે ગમે. એ માટે બીરબલ ખાસ હોય જ. જ્યારે કંઇ ન સૂઝે ત્યારે બીરબલને કંઇક આડુંઅવળું પૂછે.

બાદશાહે પૂછ્યું: "કેમ બીરબલ, તું તો હિંદુ છે ને?"

બીરબલ કહે: "હા મહારાજ! છું તો હિંદુ."

અકબર કહે: "શો ફેર છે?"

બીરબલ બોલ્યો: "ફેર એટલો, કે આપને દાઢી છે ને મારે નથી."

અકબર કહે: "તો દાઢી રાખે તે મુસલમાન કહેવાય?"

બીરબલ બોલ્યો: "હા સ્તો."

અકબર કહે: "તો મારવાડી વાણિયા દાઢી રાખે છે, એ મુસલમાન ખરા કે નહિ?"

બીરબલ બોલ્યો: "નહિ."

અકબર કહે: "શું કારણ?"

બીરબલ બોલ્યો: "કારણ એટલું જ, કે વાણિયા અક્કલવાળા હોય છે. અક્કલ ન હોત અને દાઢી રાખી હોત, તો એ મુસલમાન કહેવાત."

અકબરને તો આવી આડીઅવળી વાત જોઇતી જ હતી. એણે બીરબલને કહ્યું: 'એ વાત સિદ્ધ કરી બતાવો, નહિ તો તમને જૂઠું બોલ્યાના અપરાધમાં ગધેડે બેસાડવા પડશે."

બીરબલે કહ્યું: "પણ મહારાજ, હું કહું તેમ કરવું પડશે."

બાદશાહે વાત કબૂલ કરી. બધા લોકો એમ જ

માની બેઠા, કે આ વાત શી રીતે સિદ્ધ થવાની? ભારે મઝા પડશે! બાદશાહ જરૂર બીરબલને ગધેડે બેસાડશે.

બીજે દિવસે બીરબલ એક મુલ્લાંને સભામાં લઇ આવ્યો.

બીરબલ કહે: "મુલ્લાંજી! બાદશાહને તમારી દાઢી જોઇએ છે."

મુલ્લાં બોલ્યા: "દાઢી? શું કહો છો? એ તો ખુદાનું નૂર. દાઢી તે કંઇ બોડાવાય?"

બીરબલ કહે: "જોઇએ તેટલા રૂપિયા લો, પણ દાઢી તો આપો ને આપો."

મુલ્લાં માને નહિ. બીરબલ ઘણું સમજાવે. પણ મુલ્લાંજી કેમે ય ન માને, એટલે બીરબલે ધમકી દીધી.

બીરબલે કહ્યું: "જો રાજીખુશીથી દાઢી નહિ આપો તો બાદશાહ જબરાઇથી લઇ લેશે. એ તો સારું કહો ને, કે હું રૂપિયા અપાવીશ."

મુલ્લાં ગભરાયા ને તૈયાર થયા. બાદશાહ ધારે, તો દાઢી લઇ શકે. એની સામે તે શી રીતે થવાય? ઠીક ભાઇ! મુલ્લાંજી તૈયાર થયા. બસો રૂપિયા માગ્યા. બીરબલે આપવાની હા કહી.

બધા તો જોઇજ રહ્યા.

બાદશાહે કહ્યું: "કેમ બીરબલ! શી વાત છે?"

બીરબલ બોલ્યો: "હજૂર! આ મુલ્લાંજીને બસો રૂપિયા આપવાનો હુકમ કરો."

બાદશાહે તો પહેલેથી જ કબૂલ કરેલું, કે જેમ બીરબલ કહે તેમ કરવું. બાદશાહે બસો રૂપિયા આપવાનો હુકમ કર્યો.

બીરબલે એક હજામને બોલાવ્યો અને મુલ્લાંજીની દાઢી બોડવાનું કહ્યું. તેણે દાઢી બોડી દીધી. મુલ્લાંજી જતા રહ્યા. કોઇને કંઇ સમજણ ન પડી.

બીજે દિવસે એક મારવાડી વાણિયાને બીરબલ લઇ આવ્યો.

બીરબલે કહ્યું: "બાદશાહને તમારી દાઢી જોઇએ છે. જોઇએ તેટલા રૂપિયા લો અને દાઢી ઉતરાવી આપો."

વાણિયો બોલ્યો: "ખડી વાટ, ખડી વાટ. પણ ડાઢીની કિમ્મત ભાડે છે. તમાડાઠી નહિ ડેવાય."

બીરબલ કહે: "તમે માગો એટલા રૂપિયા આપવા, પણ દાઢી આપો."

વાણિયો બોલ્યો: "જુઓ, પહેલવહેલી ડાઢી

મુંડાવટાં માડે ટણ હજાડ ડુપિયા ખડચ ઠયેલો."

બીરબલ કહે: "એ કેવી રીતે?"

વાણિયે જણાવ્યું: "માડા બાપા મડી ગયા ત્યાડે ડાઢી મુંડાવવી પડી. ટેની પાછડ નાટ જમાડી, ટેમાં ટણ હજાડ ખડચ્યા."

બીરબલ કહે: "હા, પછી?"

વાણિયો બોલ્યો: "પછી માડા બાપાની રાખ નાખવા ગંગાજી ગયો. ગયા તીડથમાં શ્રાદ્ધ કડાવ્યું. ત્યાં ડાઢી મુંડાવી. તેમાં બે હજાડ ખડચ્યા. સાટે આ ડાઢી પાછડ પાંચ હજાડનું ખડચ થયું. પાંચ હજાડ લાવો તો ડાઢી ઊતડાવી આપું."

બીરબલે બાદશાહને કહ્યું. તેમણે પાંચ હજાર રૂપિયા આપવાનો હુકમ કર્યો. હવે વાણિયો શું કરે? પાંચ હજાર રૂપિયા ઘેર મોકલાવી દીધા. પાઘડી ઉતારીને બેઠા. હજામ આવ્યો. માંડયો દાઢીએ પાણી ચોપડવા. બેત્રણ વખત પાણી ચોપડયું, એટલે વાણિયો બોલ્યો: "એય! હજામ છે કે ગધેડા? બરા પાણી ચોપડ."

હજામને રીસ તો ચડી, પણ કરે શું ? રાજ-સભામાં કંઈ લડવા બેસાય ? બાદશાહને પણ કંઈક માઠું લાગ્યું, કે વાણિયો કેવો જંગલી છે !

થોડી વાર પછી પાણી ચોપડીને હજામ દાઢી ચોળવા લાગ્યો. વાણિયો 'અરરરરર' બોલીને કહે: "કેવો ગધેડા જેવો હજામ છે ! અક્કલનો છાંટો યે નથી. આવી રીતે ડાઢી ચોળાય ! લુચ્ચા ! હળામજાદા ! અક્કલ નથી ? આ ડાઢી મામુલી વાણિયાની નઠી. આ ડાઢી ટો બાડશાહ સલામટની છોલાય છે, એટલી ખબર નથી ?"

એમ કહીને શેઠે તો એક તમાચો હજામને માર્યો. હજામ ઊંહ ઊંહ કરતો ઊભો થઇ ગયો. આ જોઇને બાદશાહને ભારે ગુસ્સો ચડ્યો.

બાદશાહ કહે : "અરે, આ વાણિયો કેવો અક્કલ વગરનો છે ? આ બાદશાહનો દરબાર છે, એટલું પણ ભાન નથી ? એને મારીને કાઢી મૂકો."

બે સિપાઈ દોડ્યા. બાદશાહનો હુકમ હતો. વાણિયાને બે તમાચા મારીને સભામાંથી કાઢી મૂક્યો. બધા તો જોઈ રહ્યા.



બાદશાહે બીરબલને કહ્યું : "તમે ય કેવા માણસ છો? આવા જંગલી વાણિયાને અહીં લઈ આવ્યા? જરા પણ ભાન નહિ."

બીરબલ બોલ્યો: "હજૂર! એ વાણિયો ખરો અક્કલવાળો હતો. મેં સિદ્ધ કરી આપ્યું, કે દાઢીવાળા વાણિયામાં અક્કલ છે અને દાઢી મુલ્લાંમાં નથી."

બાદશાહ કહે: "તે વળી શી રીતે?"

બીરબલ બોલ્યો: "જુઓ! ગભરાઈને રૂપિયાની લાલચમાં મુલ્લાંએ દાઢી મુંડાવી. આ વાણિયો પાંચ

હજાર રૂપિયા પણ લઈ ગયો, છતાં દાઢી મુંડાવી નહિ. એટલા માટે જ તો એણે જાણીજોઈને હજામને તમાચો માર્યો અને આપને ગુસ્સે કર્યા. અક્કલવાળો ખરો કે નહિ ?”

બાદશાહે કાન પકડ્યા. બીરબલને ઇનામ આપ્યું.



# કવિતાનો શોખ

એક શહેરમાં બ્રાહ્મણ રહેતો હતો. બિચારો ગરીબ અને અભણ હતો. તેની સ્ત્રીએ તેને કહ્યું:
"તમે એક કવિતા બનાવીને રાજા પાસે જાઓ. કારણ કે આપણા રાજા કવિતાના શોખીન છે. નવી કવિતા બનાવી લાવે તેને મોટું ઇનામ આપે છે."

બ્રાહ્મણને વાત ગમી. પણ કવિતા બનાવવી શી રીતે? ભાઇ ભણેલાગણેલા નહિ. ઘણું વિચારે, પણ કંઇ સૂઝે નહિ. શાના ઉપર કવિતા બનાવવી? એ તો મુંઝાયા.

રાત પડી. બ્રાહ્મણ ઘરમાં સૂતો છે. કેટલાક ઊંદરડા ભોંયમાંથી નીકળ્યા. ટગર ટગર આમતેમ જોઇ રહ્યા. એ જોઇને બ્રાહ્મણ બોલ્યો: "વાહ! આના ઉપર જ કવિતા બનશે. એક કડી તો આમ બનશે–

"આમ તેમ ખસો છો"

પછી ઊંદરડા મોં અને પગ જમીનમાં ઘસવા લાગ્યા. તે જોઇ બ્રાહ્મણે બીજી કડી બનાવી:

"ધીમે ધીમે ઘસો છો"

ઊંદરડાએ કપડાં તરફ જોયું. તે પરથી બ્રાહ્મણે જાણ્યું, કે ઊંદર કપડાં કાપી ખાવા ધારે છે. એથી ત્રીજી કડી બનાવી.

"હવે શું વિચારો છો ?
કાપવાનું ધારો છો ?"

બસ, ચાર લીટી બની ગઈ. એક કાગળ ઉપર કોઈ પાસે લખાવી લીધી. સવાર થયું એટલે બ્રાહ્મણ સભામાં



ગયો. રાજાને કવિતા આપી. રાજા તો કંઈ સમજ્યો નહિ. કવિતામાં તો આમ લખ્યું છે:

આમતેમ ખસો છો, ધીમે ધીમે ઘસો છો.

હવે શું વિચારો છો ? કાપવાનું ધારો છો ?

રાજાએ જાણ્યું, કવિતામાં કંઈ ગૂઢ અર્થ હશે. નહિ તો કંઈ કવિતા લઈને રાજસભામાં કોઈ આવે ? જો એમ કહે, કે કવિતા સમજાતી નથી તો પોતાની હાંસી થાય. એમ વિચારી રાજાએ બ્રાહ્મણને સો સોનામહોરનું ઈનામ આપ્યું. બ્રાહ્મણ તો રાજી થતો થતો ચાલ્યો ગયો. રાજાએ કવિતા લખેલો કાગળ કબજાના ખીસામાં નાખ્યો.

સભા પૂરી થઈ. રાજા મહેલમાં ગયા. હજામ હજામત કરવા આવ્યો. રાજા કબજો પહેરીને જ હજામત કરાવવા બેઠા. હજામ અસ્ત્રો ઘસવા લાગ્યો. તે આમતેમ જોતો જાય, કે કોઈ આવતું તો નથી ને ? જરા ખસતો ખસતો પાછળ પણ જુએ. રાજાએ કબજાના ખીસામાં હાથ નાખ્યો તો પેલું કવિતાવાળું કાગળિયું મળ્યું. એને ફરીને વિચાર થયો, કે માળું, આ કવિતામાં શું અર્થ હશે ! કાગળિયું કાઢીને વાંચ્યું :

આમ તેમ ખસો છો, ધીમે ધીમે ઘસો છો.

હવે શું વિચારો છો ? કાપવાનું ધારો છો ?

આ સાંભળતાં જ હજામ તો અસ્ત્રો ફેંકી રાજાના પગમાં પડ્યો. રાજા કહે: "શું છે, શું ચોખ્ખું બોલ."

હજામ કહે: "માબાપ! માફ કરો. મારી ભૂલ મને માફ કરો."

હવે વાત બનેલી એવી, કે રાજાને એક કુ રાજાએ એને લાડથી ઉછેરેલો. જે માગે તે આપે. વાતે કુંવરને દુઃખ નહિ. રાજાનો કુંવર એટલે બધા હા જી હા કરે. એ જૂઠું કહે, તો પણ હા જી નોકરોને શું? કુંવર ખુશી થાય એમ કરે.

કુંવરને ગાદીનો લોભ લાગ્યો. રાજા મરે તો ગાદી મળે ને? રાજા તો કોણ જાણે ક્યારે કુંવરને ઝટ ગાદીએ બેસીને રાજા બની જવાનું થયું. તેણે પોતાના સાથીઓને વાત કરી. સાથી તો જીહજૂર હતા. તેમણે વિચાર્યું, કે કુંવર કહે તો પછી આપણે શા માટે ના કહેવી?

બધાએ હામાં હા મેળવી.

કુંવર કહે: "ત્યારે ઉપાય બતાવો. શી રીતે રાજા બની જવાય?"

એક નોકર બોલ્યો: "કુંવરસાહેબ! રાજાને નાખીએ તો ગાદી આપને ઝટ મળી જાય!"

બીજો નોકર કહે: "હા. વાત તો ઠીક છે. નહિ કોણ જાણે ક્યારે રાજા મરશે અને ક્યારે તમને મળશે."

કુંવરને તો રાજા બનવું હતું. તેને પણ એ વાત મી. કુંવરે કહ્યું: "ત્યારે, રાજાને મારવા કેવી રીતે?"

એક નોકર કહે: "બધા કરતાં એક વાત સૌથી રસ છે. રાજાની હજામત કરવા હજામ મહેલમાં ાય છે. એ વખતે ત્યાં કોઇ નથી હોતું. હજામ હજા-ત કરતી વખતે રાજાનું ગળું કાપી નાખે. કોઇ ાણશે પણ નહિ."

બીજો કહે: "હા. વાત તો સાચી છે. ખબર ડી જશે, તો પણ એમ કહેવાશે, કે હજામે ગળું પી નાખ્યું. એમાં આપણું નામ નહિ આવે."

કુંવરને વાત ગમી. હજામને બોલાવ્યો. હજામ જોડીને ઊભો રહ્યો.

કુંવર કહે: "એય હજામ!"

હજામ બોલ્યો: "જી હજૂર!"

[illegible]રે કહ્યું: "તારે એક કામ કરવાનું છે."

હજામ કહે: "ભલે, હજૂર ! જે કહેશો તે કરવા તૈયાર છું."

કુંવર બોલ્યો: "તું હજામત કરવા મહેલમાં જાય, ત્યારે રાજાનું ગળું કાપી નાખ. હું તને મોટું ઇનામ આપીશ."

હજામ કહે: "ભઇસાબ ! હજૂર ! એ....એ.... એવું તે કંઇ બને ? આવી મશ્કરી ન હોય."

કુંવર બોલ્યો: "મશ્કરીબશ્કરી નથી. તારે એ કામ કરવું જ પડશે."

હજામ કહે: "પ....ણ, પણ...."

કુંવરે કહ્યું "પણબણ કંઇ નહિ. હા, કહે છે કે ના ? ના કહીશ તો આ તલવાર વડે તારું માથું કાપી નાખીશ."

હજામને પહેલાં તો મશ્કરી જેવું લાગેલું. હવે એ સમજ્યો, કે મશ્કરી નથી. ના કહે છે તો કુંવર મારવા તૈયાર થાય છે. હવે શું કરવું ?

હજામ બોલ્યો: "હજૂર ! પણ હું પકડાઇ જાઉં તો ?"

કુંવર કહે: “પછી તો હું રાજા થવાનો ને! તું પકડાઈ જશે તો હું તને છોડી મૂકીશ.”



હજામે રાજાનું ગળું કાપી નાખવા હા કહી. કુંવરે એને ખોબા ભરીને સોનામહોર આપી. હજામ તો રાજી રાજી થઇ ગયો. બીજે દિવસે રાજાની હજામત કરવા જવાનું હતું. તે વખતે ગળું કાપી નાખવાનું નક્કી કર્યું.

હવે તે રાજાની દાઢી મૂડવા ગયો ત્યારે રાજાએ પેલી કવિતા વાંચી. સાંભળીને હજામ ડરી ગયો, કે રાજા

બધી વાત જાણી ગયા છે. તેણે વિચાર્યું, કે હું આમતેમ ખસીને જોઉં છું, કે કોઇ આવતું તો નથી ને ! પછી ગળું કાપવાનો વિચાર કરું છું. આથી જ રાજાએ કવિતામાં કહ્યું.

આમ વિચારીને હજામ રાજાના પગમાં પડી ગયો.

રાજાએ પૂછ્યું: "શું છે, અલ્યા, બોલી દે ઝટ ખરી વાત !"

હજામ રોવા લાગ્યો અને માફી માગવા લાગ્યો. એને એમ જ લાગ્યું કે હવે રાજા મારી નાખશે.

રાજા કહે: "પણ વાત શી છે ?"

હજામ બોલ્યો: "હજૂર, આપ બધું જાણી ગયા છો."



રાજાને નવાઈ લાગી, કે કંઇક છે ખરું. રાજાએ માફી આપવાનું વચન દઇને બધું પૂછ્યું. હજામે ગળું કાપી નાખવાની વાત કહી.

રાજાએ જાણ્યું, કે બ્રાહ્મણની કવિતાએ જીવ બચાવ્યો. એ કવિતા અને હજામની વાત મળતી આવી. પોતે કવિતા ન બોલ્યા હોત તો હજામ ગળું કાપી નાખત.

રાજાએ બ્રાહ્મણને બોલાવીને વધારે ઇનામ આપ્યું.

☆